# વેદમાતા - ગાયત્રી

ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યમ્
ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યોનઃ પ્રચોદયાત્ ।

લેખક-સંપાદક
પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય

# પંચમુખી ગાયત્રી

**ગાયત્રી મંત્રના પાંચ વિભાગ (મુખ) આ પ્રમાણે છે.**

(૧) ૐ
(૨) ભૂર્ભુવઃ સ્વઃ
(૩) તત્સવિતુર્વરેણ્યં
(૪) ભર્ગો દેવસ્ય ધીમહિ
(૫) ધિયો યોનઃ પ્રચોદયાત્

**યજ્ઞોપવિત (જનોઈ)ના પાંચ વિભાગ છે :**

ત્રણ સૂત્રોના ત્રણ,
ચોથો ભાગ મધ્યગ્રંથી અને
પાંચમો ભાગ બ્રહ્મગ્રંથી.

**ગાયત્રીના પાંચ મુખ્ય દેવતા**

ૐ ના દેવ ગણેશ
ભૂર્ભુવઃ સ્વઃ વ્યાહૃતિના દેવ ભવાનિ

| | | |
|---|---|---|
| પ્રથમચરણ | તત્સવિતુર્વરેણ્યમ્‌ના દેવ | બ્રહ્મ |
| દ્વિતીય ચરણ | ભર્ગો દેવસ્ય ધીમહિના દેવ | વિષ્ણુ |
| તૃતીય ચરણ | ધિયો યોનઃ પ્રચોદયાત્‌ના દેવ | મહેશ |

# પ્રેમાંજલિ

## સ્વ. દિલીપકુમાર જીવણલાલ ઠાકોર

જીવન સંગ્રામમાં બે અણમોલ શસ્ત્ર-પુરુષાર્થ અને વિશ્વાસના સહારે પ્રત્યેક ક્ષણને એમણે હૃદયના ઉંડાણથી માણી વિચાર, વાણી અને વર્તનના અદ્‌ભૂત તાલ-મેલથી એમણે એમની આસપાસના વાતાવરણને હરહંમેશ તાજગીસભર અને જીવંત બનાવ્યું. સમયની બદલાતી રૂપરેખા સાથે કદમમીલાવી ચાલવાની એમની શૈલીની સુવાસ હંમેશા પરિચિતોના હૃદયમાં મહેકતી રહેશે...

નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવકઃ ।
ન ચૈનં ક્લૈદયન્ત્યાપો ન શોષયતિ મારુતઃ ।।

**આત્માને...**

શસ્ત્ર છેદી શકતા નથી...
અગ્નિ બાળી શક્તો નથી...
પાણી ભીંજવી શકતુ નથી...
પવન સૂકવી શકતો નથી...

**અવધૂત ચિંતન શ્રી ગુરુદેવદત્ત**

હર્ષલ ઉપાધ્યાય
હીર દેસાઇ
સ્વર ઉપાધ્યાય

અંજની ઉપાધ્યાય
જૂઇ ઉપાધ્યાય
નિર્જરી ઉપાધ્યાય
હેતલ દેસાઇ

**લેખક** : પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય
મો. ૦૯૮૨૪૫ ૦૪૨૦૬

**પ્રકાશક** : શ્રી હર્ષલ કુલીન ઉપાધ્યાય
દમામ, સાઉદી અરેબિયા.

**ગ્રાફિક્સ** : શ્રી હાર્દિક રાજેન્દ્ર ઉપાધ્યાય
**'રાહ-રંગપ્રેમની'**
આણંદ.
(૦૨૬૯૨-૨૪૯૪૫૫)

**મુદ્રક** : અંબિકા પ્રિન્ટર્સ
અમદાવાદ.
(૦૭૯-૨૫૪૫૩૯૦૪)

**આવૃત્તિ** : પ્રથમ,
મહા વદ એકમ, સં. ૨૦૬૬
રવિવાર, તા.૩૧મી જાન્યુઆરી, ૨૦૧૦

**પ્રત** : ૫૦૦

# આશીર્વચન

ગાયત્રીમંત્ર એ બ્રાહ્મણોમાં બ્રહ્મતેજ સ્થાપનારો અને સંવર્ધન કરનારો મંત્ર છે. ગાયત્રીમંત્રની ઉપાસના બ્રાહ્મણો માટે અપેક્ષિત છે. ગાયત્રીના પુરશ્ચરણ ગાયના દૂધ ઉપર રહીને મેં પણ કર્યા છે એટલે એ મંત્રના સામર્થ્યનો અનુભવ લીધો છે.

પોતાના મામા પ્રત્યેના ઋણના સ્વીકારરૂપે આવી પુસ્તિકા પ્રકાશિત કરવાનો ચિ. હર્ષલનો વિચારમાત્ર મૌલિક અને અનુકરણીય છે. વેદમાતા ગાયત્રીની આ નાની પુસ્તિકા ગાયત્રી વિશેનો ખ્યાલ વિશદ બનાવશે અને વાચક ગાયત્રીમંત્રની સાધનામાં જોડાશે એવી શ્રદ્ધા છે.

સ્વ. દિલીપભાઈ સાથેનો સંપર્ક સૌ. અંજનીને કારણે વધુ થતો રહ્યો હતો. એમનું મૃત્યુ એમના પરગજુ સ્વભાવનું દ્યોતક છે. ભગવાન રંગાવધૂતજી દિવંગત આત્માને શાંતિ આપે એવી પ્રાર્થના.

ચિ. ભાઈ હર્ષલના ઋણસ્વીકારના મૌલિક વિચારને આવકારું છું અને અભિનંદુ છું.

લિ.

કોઠિયાખાડ ॐ

૨૬-૦૧-૨૦૧૦ પ્રેમ

# પ્રકાશકનું નિવેદન

મારા મામા-દિલીપમામા એ મારે માટે મામા ઉપરાંત માર્ગદર્શક અને મિત્રસમાન હતા. 'મામાનું ઘર કેટલે? દીવા બળે એટલે' એ ઉક્તિ દ્વારા વ્યક્ત થતો અંતરનો પ્રેમ અમને મામા-મામી તરફથી મળ્યો છે. જાન્યુઆરી માસમાં એક આંખે હર્ષાશ્રુ વહ્યા જ્યારે બીજી આંખે દુઃખાશ્રુ વહ્યા. સને ૨૦૦૯ના જાન્યુઆરીના ૧લી તારીખે નવા વર્ષની ભેટરૂપ-રંગ-પ્રેમ પ્રસાદીરૂપ સ્વરનો-પુત્રનો જન્મ થયો. ૩૧મી જાન્યુઆરીના રોજ દિલીપમામાને ગુમાવ્યા. મેળવ્યાના આનંદ સામે મામા-ગુમાવ્યાનું દુઃખ પણ ભારે હતું.

દિલીપમામાનું પ્રેમાળ અને પરોપકારી જીવનનો પડઘો એમના મૃત્યુમાં પડ્યો. યોગીઓને પણ મળવું દુર્લભ એવું મૃત્યુ તેઓ પામ્યા. હસતાં હસતાં જીવ્યા અને હસતાં હસતાં મર્યા.

સ્વ. દિલીપમામાની પ્રથમ પુણ્યતિથિએ 'વેદમાતા ગાયત્રી' પુસ્તિકાનું પ્રકાશન એમના ઋણના સ્વીકારરૂપે છે. એમને ગાયત્રીમાં જે અતૂટ, અખૂટ અને અડગ શ્રદ્ધા હતી તેને અનુરૂપ આ પુસ્તિકા બધાને ગમશે એવી શ્રદ્ધા છે. સ્વ. દિલીપમામાના ચરણોમાં અનેકાનેક વંદન.

દમામ
(સાઉદી અરેબિયા)

હર્ષલ ઉપાધ્યાય

# લેખકના બે બોલ

સ્વ. દિલીપભાઈ ઠાકોરની પ્રથમ પુણ્યતિથિએ એમને પ્રેમાંજલિરૂપ અર્પણ થતી આ પુસ્તિકા ગાયત્રીમંત્રની વિશદ સમજૂતિ આપતી પુસ્તિકા બની રહો.

મુ. દિલીપભાઈને ગાયત્રીમાં અને દત્ત-રંગમાં ઘણો પ્રેમ હતો. પૂ. પ્રેમ અવધૂતજીના સંપર્કમાં પણ હતા. પોતાના પરોપકારી, નિખાલસ અને કોઈને માટે પણ કાંઈ કરી છૂટવાની વૃત્તિને કારણે - ઘસાઈને ઉજળા થવાની વૃત્તિને કારણે તેઓ ગરીબોના હૃદય સિંહાસને બિરાજતા હતા. એમની પરગજુવૃત્તિનો પડઘો ભગવાને મૃત્યુમાં પડવા દીધો. મુ. દિલીપભાઈ ગયા એનું દુઃખ છે પણ જે રીતે ગયા એનો આનંદ છે. આપણને પણ આવું મૃત્યુ ભગવાન પાસે માગવાની ઈચ્છા થાય.

પોતાના સ્વ. મામાને યાદ કરીને ચિ. ભાઈ હર્ષલે કરેલું આ પ્રકાશન અનુકરણીય છે. સને ૨૦૦૯ના વર્ષના જાન્યુઆરીના પહેલા દિવસે ભગવાને ચિ. સ્વરને પૃથ્વી પર પ્રગટ કરીને આનંદમાં તરબોળ કર્યા તો એ જ જાન્યુઆરીના છેલ્લા દિવસે મુ. દિલીપભાઈને બોલાવી લઈને ભગવાને અમને શોક સાગરમાં ડૂબાડી દીધા.

આશીર્વચન લખી આપવા બદલ પૂ.પ્રેમ અવધૂતજીનો આભારી છું. આ પુસ્તકમાં મદદરૂપ બનવા સક્રિય રહેનાર પ્રજ્ઞેશભાઈ ભાલચંદ્ર દેસાઈનો આભારી છું.

મામાનું ઋણ ભાણો વાળી તો ન શકે પણ એનો સ્વીકાર તો જરૂર કરી શકે.

આવા ઋણ સ્વીકારને હું આવકારું છું અને મને પુસ્તિકા તૈયાર કરવાની તક મળી તેનો આનંદ વ્યક્ત કરું છું.

બી/૪૦૧ પરિશ્રમ ટાવર્સ કુલીન ઉપાધ્યાય
અંકુર, અમદાવાદ-૧૩
(મો) ૯૮૨૪૫૦૪૨૦૬

# વેદમાતા ગાયત્રી
## (ત્રિપદા)

મંત્ર એટલે અમોઘ સંકલ્પબળ પ્રાપ્ત કરવા માટે ઋષિમુનિઓએ દિવ્યદૃષ્ટિએ નક્કી કરેલો સાંકેતિક શબ્દસમૂહ.

આવા શબ્દોમાં 'અમંત્રમક્ષરં નાસ્તિ' એ ઉક્તિ મુજબ મંત્રશક્તિ વગરનો એક પણ અક્ષર નથી. મંત્રમાંના દરેક શબ્દાક્ષરોના વ્યવસ્થિત સશાસ્ત્ર ઉચ્ચારણથી શરીરમાંના પ્રાણવાયુમાં અમુક પ્રકારની ગૂઢ કંપારી અને તત્ત્વવર્ણ ઉત્પન્ન થાય છે અને એમના ઘર્ષણથી જે તે જ્ઞાનમજ્જાકેન્દ્ર (Nerve Centre)માં પ્રસુપ્ત ગૂઢશક્તિ જાગ્રત થાય છે અને તેની વ્યષ્ટિશરીર અને સમષ્ટિશરીર-બ્રહ્માંડ-ઉપર અસર થઈ ઈષ્ટસિદ્ધિ થાય છે. પણ એ અક્ષરોનું યોજકત્વ અતીન્દ્રિય દિવ્યજ્ઞાનના અભાવમાં સામાન્ય મનુષ્યમાં હોતું નથી, માટે દરેક માણસના ગમે તેવા ઈચ્છામુજબના ઉચ્ચારણથી ગમે તે કાર્ય સિદ્ધ થતું નથી. એ મંત્રશાસ્ત્રનું અત્યલ્પ રહસ્ય ધ્યાનમાં રાખી દરેક ધાર્મિકવિધિ હાથમાં લેવી જોઈએ.

---

**નામજપ બધા સાધનોનો પોષક છે.**

---

## ગાયત્રીમંત્રઃ

ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્ સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ।

**ૐ** ભૂર્ભુવઃ સ્વઃ

**ૐ** તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ **ૐ** ।

ગાયત્રીમંત્રના દૃષ્ટા વિશ્વામિત્ર છે. વિશ્વામિત્ર એ ગાયત્રીમંત્રના રચયિતા નથી પરંતુ એ ગાયત્રીમંત્રના દૃષ્ટા છે, જોનાર છે. એમણે પછી એ મંત્ર જગતને જણાવ્યો.

ગાયત્રી શબ્દને સમજાવતાં એવું કહેવાય છે કેઃ

ગાયન્તં ગાયતે ત્રાયતે ઈતિ ગાયત્રી ।

સતત રીતે અને સરસ રીતે ગાન કરનારને જે તારે છે, રક્ષણ કરે છે તે ગાયત્રી.

દરેક દેવ-દેવીના ગાયત્રીમંત્ર છે. ગાયત્રી એ એક છંદનું નામ છે અને તેમાં ૨૪ અક્ષર હોય છે.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં વિભૂતિયોગમાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ

બૃહત્સામ તથા સામ્નાં ગાયત્રી છન્દસામહમ્ ।
માસાનાં માર્ગશીર્ષોઽહમૃતુનાં કુસુમાકરઃ ॥
(અ. ૧૦, શ્લોક ૩૫)

ગાઈ શકાય એવી શ્રૃતિઓમાં હું બૃહત્ નામનો સામ છું તેમ જ છંદોમાં ગાયત્રી છંદ હું છું. મહિનાઓમાં માગશર મહિનો અને ઋતુઓમાં વસંત ઋતુ હું છું.

૨૪ અક્ષર કરતાં ઓછા અક્ષર હોય તો તે ગાયત્રીમંત્રને નિચૃદ્ ગાયત્રીમંત્ર કહેવામાં આવે છે.

ભગવાન ગણેશના ગણપતિ અથર્વશીર્ષ સ્તોત્રમાં આનો ઉલ્લેખ છે. એમાં જણાવાયું છે કેઃ

ગકારઃ પૂર્વરૂપમ્ । अ કારો મધ્યમ રૂપમ્ । અનુસ્વારશ્ચાન્ત્ય રૂપમ્ । બિન્દુરુત્તરરૂપમ્ । નાદઃ સંધાનમ્। સંહિતા સંધિઃ । સૈષા ગણેશવિદ્યા । ગણકઃ ઋષિઃ । નિચૃદ્ ગાયત્રી છંદઃ । ગણપતિર્દેવતા । ૐ ગં ગણપતયે નમઃ ।

---

**નામજપમાં રૂચિ નામજપ કરવાથી જ થાય છે.**

---

એક દન્તાય વિદ્મહે | વક્રતુણ્ડાય ધીમહિ | તન્નો દન્તિ પ્રચોદયાત્ |

અન્ય દેવ દેવીના ગાયત્રીમંત્રો આ પ્રમાણે છેઃ

**ભગવાન વિષ્ણુ:**

ૐ નારાયણાય વિદ્મહે |
વાસુદેવાય ધીમહિ |
તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્ |

**ભગવાન શંકર:**

ૐ તત્પુરુષાય વિદ્મહે |
મહાદેવાય ધીમહિ |
તન્નો રુદ્રઃ પ્રચોદયાત્ |

**બ્રહ્માજી:**

ૐ વેદનાથાય વિદ્મહે |
હિરણ્યગર્ભાય ધીમહિ |
તન્નો બ્રહ્મા પ્રચોદયાત્ |

**ભગવાન દત્તાત્રેય:**

ૐ દિગમ્બરાય વિદ્મહે |
અવધૂતાય ધીમહિ |
તન્નો દત્તઃ પ્રચોદયાત્ |

---

**શ્રદ્ધા એ જીવનનૈયાનો શઢ છે.**

---

**ઔદુંબર ભગવાન:**

ૐ ઔદુંબરાય વિદ્મહે ।
કલ્પવૃક્ષાય ધીમહિ ।
તન્નો દત્તઃ પ્રચોદયાત્ ।

**ભગવતી દેવી:**

ૐ દેવ્યૈ બ્રહ્માણ્યૈ વિદ્મહે ।
મહાશક્ત્યૈ ધીમહિ ।
તન્નો દેવી પ્રચોદયાત્ ।

**ભગવાન રંગાવધૂત:**

ૐ પાંડુરંગાય વિદ્મહે ।
અવધૂતાય ધીમહિ ।
તન્નો રંગઃ પ્રચોદયાત્ ।

**ભગવાન સૂર્યનારાયણ:**

ૐ ભાસ્કરાય વિદ્મહે ।
દ્યુતિકરાય ધીમહિ ।
તન્નો સૂર્યઃ પ્રચોદયાત્ ।

ગાયત્રીમંત્રમાં ત્રણ પદો હોવાથી એને ત્રિપદા (ત્રણ પદવાળી) પણ કહેવામાં આવે છે.

---

**શ્રદ્ધા મા પાર્વતી છે, વિશ્વાસ ભગવાન શંકર.**

---

કેટલાક એક વાર ૐ બોલે છે તો કેટલાક ત્રણ વાર ૐ બોલે છે. ત્રણ વાર ૐ બોલનારા નીચે પ્રમાણે ગાયત્રીમંત્ર જપે છે.

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ।

ૐ તત્સવિતુર્વરેણ્યં

ભર્ગો દેવસ્ય ધીમહિ

ધિયો યો નઃ પ્રચોદયાત્ ૐ ।

ગાયત્રી મંત્રની શરૂઆત 'ૐ'થી થાય છે. ૐ વિશે ઘણું બધું કહી શકાય અને એ દ્વારા એનું મહત્ત્વ સમજી શકાય.

ૐ એ પરબ્રહ્મનું નામ છે. પરબ્રહ્મના ત્રણ નામ છે. એ ત્રણ નામ છેઃ ૐ, તત્ અને સત્.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્લોક છેઃ

ૐ તત્સદિતિ નિર્દેશો બ્રહ્મણસ્ત્રિવિધઃ સ્મૃતઃ।
બ્રાહ્મણાસ્તેન વેદાશ્ચ યજ્ઞાશ્ચ વિહિતાઃ પુરા ।।

(અ. ૧૭, શ્લોક ૨૩)

ૐ, તત્ અને સત્ એમ આ ત્રણ પ્રકારનું સચ્ચિદાનંદ ઘનબ્રહ્મનું નામ કહેવાયું છે. એ બ્રહ્મથી

---

**શ્રદ્ધાથી જ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે.**

---

જ સૃષ્ટિના આરંભે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞ આદિ રચાયા.

ૐને વારંવાર વંદન કરતાં જણાવાયું છે કેઃ

ૐકારં બિંદુ સંયુક્તં નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ।
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ ॥

બિંદુ સહિત ૐકાર (જે પરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટૂંકું અને સર્વોપરી નામ છે) જેનું યોગી પુરુષો નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષના દાતા છે, તે પરબ્રહ્મ ૐકારને હું વારંવાર નમસ્કાર કરું છું.

પ.પૂ. શ્રી રંગ અવધૂત મહારાજ શ્રીગુરુલીલામૃતના જ્ઞાનકાંડની પ્રસ્તાવનામાં લખે છેઃ

મૂળે ૐ બ્રહ્મ નિર્ગુણ । ન થઈ તિહાં અહં સ્ફુરણ ।
એ જ પ્રકૃતિ માયાત્રિગુણ । તદધ્યક્ષ શ્રી દત્ત ॥

ૐ એ નિર્ગુણ બ્રહ્મનું નામ છે અને એમાં ન થવા છતાં અહંની સ્ફુરણા થઈ અને એ જ ત્રિગુણાત્મિકા માયા તરીકે ઓળખાઈ. આવી માયાના અધ્યક્ષ ભગવાન શ્રી દત્ત છે.

---

શ્રદ્ધા એ જ્ઞાનનો પ્રાણકોશ છે.

---

પૂ. પ્રકાશાનંદજી મહારાજ 'વાર્તાલાપ'માં જણાવે છે કેઃ

'ૐ' એ બ્રહ્મનો વાચક છે અને બ્રહ્મ વાચ્ય છે. વાચ્ય-વાચકનો અભેદ છે. માટે ૐનું અવલંબન કરી ધ્યાન કરવું. ૐકાર એ પરમાત્મામાં વૃત્તિ જોડવાનું ઉત્તમ સાધન છે.

જ્યારે નાનું બાળક ચાલતાં શીખે છે ત્યારે પહેલા ત્રણ પૈંડાની ગાડીનો આધાર લઈ પોતાના પગ પર ભાર દઈને ઊભું થાય છે અને ગાડીને ધકેલે છે. તથા ગાડી સાથે ચાલવાનો પ્રયાસ કરે છે અને પાછળથી ગાડી ઉપરથી હાથ ખસેડી લઈ પોતે થોડી વાર ઊભું રહે છે. પછી પાછું ગાડીના સહારે થોડું થોડું ચાલવા માંડે છે. એમ કરતાં કરતાં બાળક ચાલતાં શીખે છે. એ જ રીતે જ્યારે જ્યારે સાધક આત્માનુસંધાન કરતાં શીખે છે ત્યારે અકાર, ઉકાર અને મકાર વાળી ત્રણ પૈંડારૂપી ૐ ગાડીનું અવલંબન કરી ભક્તિ અને વૈરાગ્યરૂપી બે પગ ઉપર ભાર દઈ ઊભો થાય છે. ૐ શબ્દની સાથે વૃત્તિનું પણ ઉત્થાન થવાથી સાધક આત્માનું ધ્યાન કરી

---

**અવિચલ શ્રદ્ધા એ વિજયની પૂર્વ શરત છે.**

---

શકે છે. ગાડી હાથમાંથી છૂટી જાય છતાં બાળક જરા વાર ઊભું રહી પડી જાય છે તેમ ૐ શબ્દ શાંત થઇ જાય તો પણ વૃત્તિ થોડીવાર ટકી પછી શાંત થઇ જાય છે. ફરી પાછો બાળક જેવી રીતે ગાડી પકડીને ઊભો થઇ ગાડીને ઠેલે છે તેવી રીતે સાધક ૐ દ્વારા વૃત્તિનું ઉત્થાન કરી વૃત્તિ વડે આત્માનું ધ્યાન કરવા પ્રયત્ન કરે છે ત્યારે ૐ શબ્દ શાંત થઇ જાય અને વૃત્તિ ટકી રહે છે.

આ પ્રમાણે ૐકાર દ્વારા સહેલાઇથી આત્માનું ધ્યાન થઇ શકતું હોવાથી શ્રુતિ એને શ્રેષ્ઠ આલંબન કહે છે. શ્રુતિ કહે છેઃ

એતદાલમ્બનં શ્રેષ્ઠઃ ।

મુંડક ઉપનિષદમાં ૐકાર દ્વારા ધ્યાન કરવાની રીત બતાવતાં જણાવ્યું છે કેઃ

પ્રણવો ધનુઃ શરો હ્યાત્મા બ્રહ્મ તલ્લક્ષ્યમુચ્યતે ।
અપ્રમત્તેન વેદ્ધવ્યં શરવત્તન્મયો ભવેત્ ॥

ૐકાર ધનુષ્ય છે અને આત્મા બાણ છે. અને બ્રહ્મ તે લક્ષ્ય છે. પ્રમાદથી રહિત ચિત્તવાળા પુરુષથી

વીંધવા યોગ્ય છે. તેથી તે બાણની પેઠે તન્મય થવું જોઇએ.

ધનુષ્ય જેમ બાણને ગતિ આપવાનું સાધન છે તેમ ૐ (પ્રણવ) એ ધનુષ્ય જીવાત્માની વૃત્તિરૂપ બાણને ગતિ આપવાનું સાધન છે. જેમ બાણ લક્ષ્યથી તન્મય થાય છે તેમ જીવાત્માની બાણરૂપ વૃત્તિ બ્રહ્મ સાથે ૐકાર દ્વારા તન્મય થાય છે. માટે શ્રુતિ કહે છેઃ

ઓમિત્યેવં ધ્યાયચ આત્માનમ્ ।

ૐ એમ આત્માનું ધ્યાન કરો.

મહર્ષિ પતંજલિ ૐકારને પરબ્રહ્મનો વાચક કહે છે. તેઓ કહે છેઃ

તસ્ય વાચક પ્રણવઃ ।

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ

ઓમિત્યેકારક્ષરં બ્રહ્મ વ્યાહરન્મામનુસ્મરન્ ।
યઃ પ્રયાતિ ત્યજન્દેહં સ યાતિ પરમાં ગતિમ્ ॥

(અ. ૮, શ્લોક ૧૩)

જે માણસ ૐકાર એ એક-અક્ષર સ્વરૂપ બ્રહ્મને ઉચ્ચારતો અને એના અર્થ સ્વરૂપ મુજ નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરતો શરીરને છોડીને જાય છે એ માણસ પરમ ગતિને પામે છે.

પ.પૂ. શ્રી રંગ અવધૂત મહારાજ શ્રીગુરુલીલામૃત ગ્રંથના ૩૭મા અધ્યાયમાં ૐકારના જપ વિશે જણાવે છેઃ

ધ્યાતાં જેને ચિત્તમાં પ્રગટે મહદાનંદ,
યદ્વાચક ૐકાર તું, જાણ ભૂપ નિઃસ્પંદ.

એજ પ્રણવ તારક કહ્યો, જાણી ગુરુમુખ એહ,
એકાંતે યત્સ્મરણથી, તરે યોગિજન જેહ.

સાર્ધત્રય માત્રા કહી, એની નિશ્ચય જાણ,
અકાર, ઉકાર ને વળી ત્રીજી મકાર માન.

અડધી માત્રા જે રહી, અતિ સૂક્ષ્મતર એહ,
જેનો કદિ ઉચ્ચાર ના થાએ મુખથી તેહ.

લઈ યુક્તિથી પ્રણવનું ધનુષ્ય સાવધ એમ,
અભ્યાસે ખેંચી કરે સજજ બરાબર તેમ.

---

**આસ્તિકતા શ્રદ્ધાથી સાધ્ય બને છે.**

---

બાણ લગાડી મન તણું, વીંધે બ્રહ્મનિશાન,
જન્મમરણ તેને નહિ, સ્વયં બ્રહ્મ એ જાણ.
(અ.૩૭, દો. ૫૪, ૫૫, ૫૮, ૫૯, ૬૮,૬૯)

ૐકારની સાધનામાં અ, ઉ અને મ તેમજ અર્ધમાત્રા ( ँ )ના ઋષિ, છંદ, દેવતા, વગેરેની સમજ આપતાં પૂ.શ્રી જણાવે છે કેઃ અકારનો ઋષિ અગ્નિ છે, છંદ ગાયત્રી છે, દૈવત બ્રહ્મા છે, વર્ણ પીળો છે, બીજ ક્લીં છે, શક્તિ ક્રિયા છે, અવસ્થા જાગ્રત છે, સ્થાન ભૂઃ છે, સ્વર ઉદાત્ત છે, વેદ ઋગવેદ છે, અગ્નિ ગાર્હપત્ય છે, આત્મા વિશ્વ છે, ગુણ રજસ્ છે. તત્ત્વ ભૂ-તત્ત્વ છે. હોમ પ્રાતઃ છે, સ્થૂલભોગનું સ્થાન દગ્ છે. વૈખરી વાણી એ સ્થૂળ દેહ છે.

ઉકારનો ઋષિ વાયુ છે, છંદ ત્રિષ્ટુપ છે. દેવતા વિષ્ણુ છે. વર્ણ લોહિત છે, બીજ શ્રીં છે અને શક્તિ જ્ઞાન છે. અવસ્થા સ્વપ્નાવસ્થા છે, સ્થાન ભુવઃ છે. સ્વર અનુદાત્ત છે. વેદ યજુર્વેદ છે. અગ્નિ દક્ષિણ છે, આત્મા તૈજસ છે. ગુણ સત્ત્વ છે, તત્ત્વ

તેજ છે. હોમ (સવન) માધ્યંદિન છે, ભોગ પ્રવિવિક્ત છે. કંઠ એનું સ્થાન છે. મધ્યમા વાણી એનો સૂક્ષ્મદેહ છે.

મકારનો ઋષિ સૂર્ય છે, છંદ જગતી છે, દૈવત મૃત્યુંજય ઈશ્વર છે, વર્ણ શ્વેત છે, બીજ હ્રીં છે, શક્તિ દ્રવ્ય છે, અવસ્થા નિંદ્રાવસ્થા છે, સ્થાન સ્વઃ છે, સ્વર સ્વરિત છે, વેદ સામવેદ છે, એનો અગ્નિ આહવનીય છે, આત્મા પ્રાજ્ઞ છે, ગુણ તમોગુણ છે, તત્ત્વ દ્યૌઃ છે. હોમ (સવન) તૃતીય (સાયં) છે, ભોગ આનંદ છે જેનું સ્થાન હૃદય છે. વાચા પશ્યંતી એ એનો કારણ દેહ છે.

(ँ) અર્ધમાત્રાનો ઋષિ વરુણ છે, છંદ વિરાટ છે, દૈવત પરમાત્મા છે, વર્ણ સર્વવર્ણ છે. બીજ ક્રીં છે, શક્તિ વિજ્ઞાન છે, અવસ્થા તુર્યાવસ્થા છે. સ્થાન ભૂર્ભુવઃસ્વઃ છે. સ્વર સર્વસ્વર છે. અગ્નિ સાંવર્તક છે, આત્મા પ્રત્યક છે. ગુણ સર્વગુણ છે, તત્ત્વ ત્રણ છે, વેદ નાદ છે, વાણી પરા છે જેનું સ્થાન મૂર્ધા છે. અનુભવથી જાણી

શકાય એવો નિરતિશય આનંદ એ મહાકારણ દેહ છે.

ૐકારના ધ્વનિનો ઋષિ બ્રહ્મ છે, દેવ પરમાત્મા છે, છંદ અવ્યક્ત ગાયત્રી છંદ છે, શક્તિ ચિત્ છે, અવસ્થા મનોન્મની છે, સ્વાત્મૈક્ય એ અવસ્થા છે. ચિદાકાશ સ્થાન છે.

નામ (પ્રણવ ૐકાર) અને નામી (બ્રહ્મ)ની અભિન્નતા જણાવતાં પૂ.શ્રી કહે છે.

પ્રણવ નામ આત્મા તણું, તેથી બ્રહ્મ ૐકાર,
નામ નામી અભિન્ન એ શ્રેષ્ઠોપાસન સાર.
(અ. ૩૭, દો. ૧૦૬)

ૐ પછી ગાયત્રીમંત્રમાં ભૂઃ ભુવઃ અને સ્વઃ એમ ત્રણ વ્યાહૃતિ આવે છે. આ વ્યાહૃતિ વિશે પૂ. રંગ અવધૂત મહારાજ જણાવે છે કેઃ વ્યાહૃતિનો અક્ષરાર્થ ઉચ્ચારેલો શબ્દ એવો થાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ સમયે ઈશ્વરે પોતાની રજોગુણાત્મક શક્તિરૂપે પ્રજાપતિ બ્રહ્મદેવને ઉત્પન્ન કરી એને સૃષ્ટિ રચવાની આજ્ઞા કરી.

---

શ્રદ્ધા એ માનવજીવનની ઉત્તમ મૂડી છે.

---

એણે

સ ભૂઃ ઈતિ વ્યાહરત્ । સ ભૂમિમસૃજત્ ।

સ ભુવઃ ઈતિ વ્યાહરત્ । સાંતરિક્ષમસૃજત્ ।

ઈત્યાદિ તૈતરિય બ્રાહ્મણમાં વર્ણવ્યા મુજબ મનમાં ને મનમાં ભૂઃનું ઉચ્ચારણ કર્યું અને ભૂમિની ઉત્પત્તિ કરી, ભુવઃનું ઉચ્ચારણ કર્યું અને અંતરિક્ષની ઉત્પત્તિ કરી. સ્વઃ અથવા સુવઃ એવું ઉચ્ચારણ કરતાંની સાથે જ સ્વર્લોક ઉત્પન્ન થયો. આ ઉચ્ચારણોના સંકલ્પમાં જ એવી વિલક્ષણ શક્તિ હતી કે દરેક શબ્દ (ભૂઃ, ભુવઃ અને સ્વઃ) ઉચ્ચારતાંની સાથે જ તે વૃત્તિને અનુરૂપ લોકો પેદા થયાં. માટે જ આ ત્રણ શબ્દો આગળ ઉપર જતાં અમોઘમંત્રરૂપે રૂઢ થવા લાગ્યાં. પ્રજાપતિએ ઉચ્ચારેલો એ ગૂઢ મંત્ર, શબ્દ જ આગળ ઉપર વ્યાહૃતિરૂપે રૂઢ થયો.

ઋગવેદના ત્રીજા મંડળમાં ઈતર મંત્રોની સાથે ચોવીસ અક્ષરોનો ગાયત્રી મંત્ર પ્રથમ નજરે પડે છે તે વ્યાહૃતિ (ભૂઃ, ભુવઃ અને સ્વઃ) વગરનો છે. પછી તેનું મહત્ત્વ અખંડ નજર સામે રહેવું જોઈએ એ

હિસાબે જ કદાચ યજુર્વેદના અધ્યાય ૩૬-૩માં તેને ઉપર્યુક્ત વ્યાહૃતિ લગાડેલી નજરે પડે છે. એનું કારણ ઘણું ખરું એવું હશે કે સ્વર્લોક અથવા દ્યુલોક, અંતરિક્ષલોક અને ભૂલોકનો પરસ્પર નિકટ સંબંધ છે. આ ત્રણે લોકોની ભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિ પરસ્પર અવલંબે છે. એક લોકમાં ક્ષોભ કે અવ્યવસ્થા પેદા થાય તો ત્રણે લોકોને સહન કરવું પડે છે.

સ્વર્લોકનો સૂર્ય તે જ ભૂલોકમાં અગ્નિરૂપે તે લોકના વાસીઓનું પોષણ અને સંવર્ધન કરે છે. આ બંનેને જોડનારો જે અંતરિક્ષ લોક છે તેમાં વાયુરૂપે તે જ સૂર્ય સંચરે છે અને મૂળ સૂર્યના અત્યુગ્ર તેજને પોતાની લહેરોથી ભૂલોક માટે સહી શકાય એવું બનાવે છે. શરીરમાં એ જ અગ્નિ જઠરાગ્નિરૂપે 'પચામ્યન્નં ચતુર્વિધં'નું કાર્ય કરે છે.

આ ત્રણે લોકનું પરસ્પર જોડાયેલા હોવું તથા એક બીજા ઉપરના આધારનું તત્ત્વ હંમેશા નજર સામે રહેવું જોઈએ. આ દૃષ્ટિએ ગાયત્રીમંત્રના પ્રારંભમાં જ "ભૂઃ, ભુવઃ અને સ્વઃ" એવી ત્રણ

**શ્રદ્ધાની ઉપાસના હૃદયના દૃઢ સંકલ્પથી થવી જોઈએ.**

વ્યાહૃતિઓ જોડવાનો રિવાજ પડ્યો હશે. એટલે બ્રહ્માંડનું નાનું શું પ્રતિક એવું જે આપણું વ્યષ્ટિ શરીર (વ્યક્તિનું શરીર) એમાં ભૂર્લોક એટલે સ્થૂળ શરીર (Hand), ભુવર્લોક એટલે અંતઃકરણ (Heart) અને સ્વર્લોક એટલે મગજ (Head) એમ ત્રણે લોક બતાવી શકાય અને આ ત્રણે પૈકી એકમાં ગડબડ થાય એટલે ત્રણેયને સહન કરવું પડે છે. એ ધ્યેય હંમેશાં ધ્યાનમાં રહે એ સૂક્ષ્મ હેતુથી જ ગાયત્રીમંત્રના પ્રકાશપૂર્ણ એવા એ સૂર્યમંત્રની શરૂઆતમાં ઉપર કહેલી ત્રણ વ્યાહૃતિઓ (ભૂઃ, ભુવઃ અને સ્વઃ) મૂકવામાં આવી. આપણા ઋષિમુનિઓએ વ્યષ્ટિ (વ્યક્તિ) અને સમષ્ટિ (સમાજ)ને નજરમાં રાખીને દિવ્ય દૃષ્ટિએ નક્કી કરેલું.

આ (ભૂઃ, ભુવઃ અને સ્વઃ) ત્રણની પછી મહઃ, જનઃ, તપઃ અને સત્યઃ એવા એક પછી એક ઉચ્ચ લોકની નિર્દેશક એવી ચાર વ્યાહૃતિઓ સાથે કુલ સાત વ્યાહૃતિઓ થઈ પણ સામાન્ય લોકોને એની સાથે ખાસ સંબંધ આવતો ન હોવાથી એ રાષ્ટ્રીય

વૈદિક પ્રેરણા મંત્ર ગાયત્રીમંત્રની આગળ ભૂઃ, ભુવઃ અને સ્વઃ એ ત્રણનો જ ઉપયોગ કરેલો છે. સાધકોએ પણ આ ત્રણને જ નજર સમક્ષ રાખીને ગાયત્રીમંત્રનો જપ કરીને તેજ સ્વરૂપ બ્રહ્મસાક્ષાત્કાર કરી લેવાનો હોય છે.

પાછળથી આ ભૂઃ, ભુવઃ અને સ્વઃ વ્યાહૃતિને એટલું બધું મહત્ત્વ પ્રાપ્ત થયું કે યજ્ઞયાગમાં ક્યાંક ઓછો વત્તો દોષ રહી ન જાય તે માટે, તેના નિવારણ માટે યજ્ઞને અંતે આ વ્યાહૃતિ મંત્રો દ્વારા યજ્ઞનારાયણને આહૂતિ આપવાનો પ્રઘાત પડ્યો છે.

ગાયત્રીમંત્રના સામર્થ્ય વિશે પોતાનું મંતવ્ય જણાવતાં પૂ. રંગ અવધૂત મહારાજ જણાવે છે કેઃ જેની ઉપાસનાથી વિશ્વામિત્ર જેવા મહાન ઋષિ પ્રતિસૃષ્ટિ રચી દેવોને પણ વંદ્ય બન્યા તે સાર્વભૌમ ગાયત્રીમંત્રની મહત્તા ને પ્રભાવનું વર્ણન કોણ કરી શકે? ભારતની પ્રાચીન સભ્યતા ને વિશ્વૈશ્વર્યનું મૂળ તે સનાતન સ્રોત ગાયત્રીમંત્ર છે. જ્યારથી ભારતના દ્વિજવર્ગનું આ મહાન રાષ્ટ્ર મંત્ર તરત્ત દુર્લક્ષ થયું ને

દેશમાં એની ઉપાસના શિથિલ થવા લાગી ત્યારથી જ ભારતની અવનતિનાં બીજ નંખાયા ને તેને અંકુર ફૂટી આજની દુર્દશા ઊભી થઇ. બ્રાહ્મણોનું બ્રહ્મત્વ ગયું.

આ બધામાંથી ઉગરવાનો એક જ આરો છે અને તે એ ભૂલી જવાયેલી ગાયત્રી માતાની ઉપાસના અને એનાં શક્તિના મૂળ સ્રોત તરફ જવાની સાધના અભિપ્રેત છે, સામુદાયિક કલ્યાણની ભાવના રહેલી છે, અભ્યુદય ને નિઃશ્રેયસ્, પ્રેય ને શ્રેય બંનેની પ્રાપ્તિનું બીજ છે, વ્યષ્ટિ-વ્યક્તિ-ના ને સમાજ કે વિશ્વના વિકાસની કૂંચી (ચાવી) છે.

પૂ. પંડિત રામશર્મા આચાર્ય ગાયત્રી મહાવિજ્ઞાનમાં જણાવે છે કેઃ "વેદ એટલે જ્ઞાન. વેદના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. આ ચારે પ્રકારનું જ્ઞાન એક જ ચૈતન્ય શક્તિનું સ્ફુરણ છે. સૃષ્ટિના આરંભમાં જ બ્રહ્માજીએ એને ઉત્પન્ન કરી હતી અને એને જ શાસ્ત્રકારોએ 'ગાયત્રી' એવું નામ આપ્યું હતું. આ પ્રમાણે ચારે વેદોની માતા ગાયત્રી થઇ. તેથી એને વેદમાતા પણ કહેવામાં આવે છે. બ્રહ્માએ ચાર

વેદોની રચના કરતાં પહેલાં ચોવીસ અક્ષરોવાળા ગાયત્રીમંત્રની રચના કરી. આ ગાયત્રીમંત્રના એક એક અક્ષરમાં એવાં સૂક્ષ્મ તત્ત્વો સમાવવામાં આવ્યા છે કે જેમના પલ્લવિત થયા પછી ચાર વેદોની શાખા, પ્રશાખાઓ તથા શ્રુતિ ઉત્પન્ન થઇ.”

## ત્રિપદા ગાયત્રીઃ

ગાયત્રી મંત્રના ત્રણ પાદ છે.

૧. પહેલું પાદઃ તત્સવિતુર્વરેણ્યં.
૨. બીજું પાદઃ ભર્ગો દેવસ્ય ધીમહિ
૩. ત્રીજું પાદઃ ધિયો યો નઃ પ્રચોદયાત્

ભૂઃ, ભુવઃ અને સ્વઃ એ વ્યાહૃતિ છે. ઘણા વ્યાહૃતિ પહેલા ૐ બોલે છે, પછી પહેલા પાદની શરૂઆતમાં ૐ બોલે છે અને પછી છેલ્લે ત્રીજું પાદ પૂરું થયા પછી ૐ બોલે છે.

**ૐ** ભૂર્ભુવઃ સ્વઃ
**ૐ** તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ **ૐ** ।

---

અપ્રગટ પ્રેમ એ સૌથી પવિત્ર પ્રેમ છે.

---

## ગાયત્રીમંત્રનો અર્થઃ

તત્ = તે; સવિતુઃ = સવિતાના, સૂર્યના; વરેણ્યં = શ્રેષ્ઠ, પસંદ કરવા યોગ્ય; ભર્ગઃ = તેજ; દેવસ્ય = દેવનું; ધીમહિ = ધ્યાન ધરીએ છીએ; ધિયો (ધિયઃ) = બુદ્ધિને; યો (યઃ) = જે; નઃ = અમારી (અસ્માકમ્ = નઃ); પ્રચોદયાત્ = પ્રેરિત કરે.

ગાયત્રીમંત્ર એ સૂર્યની સ્તુતિ કરતો મંત્ર છે. પરંતુ કેટલાક સંતો આ ગાયત્રીમંત્રનો બ્રહ્મ-પરબ્રહ્મ-ની સ્તુતિનો મંત્ર જણાવતાં કહે છે કે જેના તેજથી સૂર્ય પ્રકાશે છે એ તેજનું (સૂર્યના પણ સૂર્યનું) અમે ધ્યાન ધરીએ છીએ.

દત્તપ્રણતિમાં પૂ.શ્રી રંગ અવધૂત મહારાજ લખે છેઃ

યદ્ભાસા રવિચન્દ્રમસૌ તૌ ભાસ્વન્તૌ
યં ભાસયિતું નો શક્તૌ તૌ સ્વબલેન ।
યં ભાન્તં હ્યનુભાતિ સમસ્તં તડિદાદિ
દત્તાત્રેયં તં હૃદિસન્તં પ્રણતોઽસ્મિ ॥

(શ્લોકઃ૭)

---

**પ્રેમ સહન કરે, વહન કરે. દોષોનું દહન કરે.**

---

જેના પ્રકાશથી તે બે - સૂર્ય અને ચંદ્ર પ્રકાશમાન છે અને પોતાના બળથી જેને પ્રકાશિત કરવા માટે તે બંને શક્તિમાન નથી, જેના પ્રકાશમાન થવાથી જ વીજળી વગેરે બધું પ્રકાશિત દેખાય છે તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીભગવાન કહે છેઃ

યદાદિત્ય ગતં તેજો જગદ્ભાસયતેઽખિલમ્ ।
યચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્ ॥
(અ. ૧૫, શ્લોક. ૧૨)

સૂર્યમાં રહેલું જે તેજ આખા જગતને ઉજાળે છે, જે તેજ ચંદ્રમામાં છે અને જે અગ્નિમાં છે - એને તું મારું તેજ જાણ.

**ગાયત્રીમંત્રનું સામર્થ્ય-મહત્ત્વ:**

પૂ.પં. રામશર્મા આચાર્ય પોતાના ગાયત્રી મહાવિજ્ઞાન નામના પુસ્તકમાં જણાવે છે કેઃ ગાયત્રીમંત્ર એ કામધેનુ છે અને કલ્પવૃક્ષ પણ છે. ગાયત્રીમંત્ર દ્વારા થતા શક્તિના આવિર્ભાવને સમજાવતાં તેઓ કહે છે કેઃ "દીપક રાગ ગાવાથી

બુઝાયેલા દીવાઓ  સળગી ઊઠે છે, મેઘ મલ્હાર ગાવાથી વરસાદ પડવા માંડે છે, વેણુનાદ સાંભળીને સર્પ ડોલવા માંડે છે, મૃગ સાનભાન ભૂલી જાય છે, ગાયો વધારે દૂધ આપે છે. કોયલના બોલ સાંભળીને વિરહભાવ જાગૃત થાય છે. સૈનિકોના ‘તાલસે કદમ’ ચાલવાના શબ્દધ્વનિથી લોઢાનો પૂલ પણ ભાંગી પડે છે તેથી પૂલને પાર કરતી વખતે સેનાને શિસ્તબદ્ધ ચાલવાની ના કહેવામાં આવે છે.”

ગાયત્રીમંત્ર દ્વારા પણ આ પ્રકારે શક્તિનો આવિર્ભાવ થાય છે. મંત્રોચ્ચારણમાં મુખનાં જે અંગો ક્રિયાશીલ થાય છે એ ભાગોના નાડીતંતુ કેટલીક ગ્રંથીઓને ધ્રૂજાવે છે. એમાં સ્ફુરણા થવાથી અનેક વૈદિક છંદનો યૌગિક પ્રવાહ ‘ઈથર’ તત્ત્વમાં ફેલાય છે અને થોડી જ ક્ષણોમાં પૂરી થનારી વિશ્વપરિક્રમામાંથી પાછા આવતી વખતે એક સજાતીય સેનાને પાછી લઈ આવે છે, જે વાંછિત ઉદ્દેશની પૂર્તિમાં ભારે સહાયક થાય છે. શબ્દ સંગીતનાં શક્તિમય કંપનોનો પંચભૌતિક પ્રવાહ અને આત્મશક્તિની સૂક્ષ્મ પ્રકૃતિની ભાવના, સાધના,

આરાધનાના આધાર પર ઉત્પન્ન કરવામાં આવેલો સંબંધ, એ બંને કારણો ગાયત્રીમંત્રને એવો બળવાન બનાવે છે કે એ સાધકોને માટે દૈવી વરદાનરૂપ સિદ્ધ થાય છે.

સાધકનો શ્રદ્ધામય વિશ્વાસ ગાયત્રીમંત્રને વધુ સૂક્ષ્મ બનાવે છે. શ્રદ્ધા અને વિશ્વાસ એ આધ્યાત્મિક ક્ષેત્રમાં ઉડવા માટેની સાધકને મળેલી બે પાંખો છે. સંત તુલસીદાસ શ્રદ્ધા અને વિશ્વાસને શંકર-પાર્વતી સાથે સરખાવે છે.

ભવાની શંકરૌ વન્દે શ્રદ્ધા-વિશ્વાસરૂપિણૌ ।
યાભ્યાં વિના ન પશ્યન્તિ સિદ્ધાઃ સ્વાન્તઃસ્થમીશ્વરમ્ ॥
(બાલકાંડ, મંગલાચરણ શ્લોક. ૨)

શ્રદ્ધા તથા વિશ્વાસ સ્વરૂપ શ્રીપાર્વતીને તથા શ્રીશંકરને હું વંદન કરું છું. કે જેમના વિના સિદ્ધો પણ પોતાના અંતઃકરણમાં રહેલા ઈશ્વરને જોઈ શક્તા નથી.

ગાયત્રીમંત્ર અજ્ઞાન, અશક્તિ અને અભાવને દૂર કરે છે. સંસારીના સમસ્ત દુઃખોના આ જ ત્રણ

---

**પ્રેમને ઉંમર નથી, મર્યાદા નથી અને મૃત્યુ નથી.**

---

કારણો છે. ગાયત્રીમંત્રના જાપથી ધીરે ધીરે આ ત્રણે કારણો દૂર થાય છે અને સુખનો સાગર રેલાય છે.

ગાયત્રીમંત્રના જાપથી સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે. ગાયત્રી એ સદ્બુદ્ધિદાયક મંત્ર છે. એ સાધકના મનને, અંતઃકરણને, મગજને, વિચારધારાને સન્માર્ગે તરફ પ્રેરે છે. સત્ તત્ત્વની વૃદ્ધિ કરવી એ એનું મુખ્ય કામ છે.

મનુષ્યના શરીરરૂપી રથમાં ઇંદ્રિયો એ ઘોડા છે, મન એ લગામ છે, બુદ્ધિ એ સારથી છે અને જીવાત્મા એ રથમાં બેઠેલો રથી છે. રથને ક્યાં લઇ જવો એ સારથી નક્કિ કરે છે. આમ સદ્બુદ્ધિરૂપી સારથી વ્યક્તિના જીવનરથને નિઃશ્રેયસ્ અને અભ્યુદયના માર્ગે લઈ જાય છે.

કઠ ઉપનિષદમાં કહ્યું છે કેઃ

આત્માનં રથિનં વિદ્ધિ શરીરં રથમેવ તુ ।
બુદ્ધિં તુ સારથિં વિદ્ધિ મનઃ પ્રગહમેવ ચ ॥
ઈન્દ્રિયાણિ હયાનાહુર્વિષયાસ્તેષુ ગોચરાન્ ।
આત્મેન્દ્રિયમનોયુક્તં ભોક્તેત્યાહુર્મનીષિણઃ ॥

(પ્રથમ અધ્યાય, તૃતીય વલ્લી, શ્લોક. ૩-૪)

---

આત્માને તું રથી જાણ અને શરીરને રથ જાણ. બુદ્ધિને સારથી જાણ અને મનને લગામ જાણ. બધી ઇંદ્રિયો ઘોડા છે અને વિષયો તેનો વિચરવાનો માર્ગ છે. શરીર, ઇંદ્રિય અને મન સાથે રહેવાવાળો જીવ જ ભોક્તા છે એમ જ્ઞાની જનો કહે છે.

આપણી બધી સ્તુતિ-પ્રાર્થનાનો કેન્દ્રવર્તી સુર છેઃ

"હે ભગવાન! તું દુર્બુદ્ધિને દૂર કરીને મને સદ્‌બુદ્ધિ આપ."

પ.પૂ. રંગ અવધૂત મહારાજ વિરચિત શ્રીગુરુલીલામૃતનો સર્વ પ્રથમ દોહરો પણ આ જ વાતની રજુઆત કરે છે.

ગ્રંથારંભે તુજ નમું ચરણકંજ ગણરાજ,
આપો **સન્મતિ** મોરયા જેથી સુધરે કાજ.
(અ.૧, દો. ૧)

માતાજીની સ્તુતિમાં પણઃ

વિશ્વંભરી અખિલ વિશ્વતણી જનેતા
વિદ્યા ધરી વદનમાં વસજે વિધાતા।

---

દુર્બુદ્ધિ દૂર કરીને સદ્‌બુદ્ધિ આપો
મામ્ પાહિ ઓમ્ ભગવતી ભવ દુઃખ કાપો ॥

સંત તુલસીદાસજી લખે છેઃ

જહાં **સન્મતિ** વહાં સંપત્તિ નાના ।
જહાં કુમતિ વહાં વિપદ નિધાના ।

ઋગવેદ કહે છેઃ

મને દશે દિશામાંથી સારા વિચારો આવી મળો.

પ.પ. વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ અઘોરકષ્ટની સમાપ્તિમાં કહે છેઃ

ધર્મે પ્રીતિં **સન્મતિં** દેવભક્તિં
સત્સંગાપ્તિં દેહિ ભુક્તિં ચ મુક્તિં ।
ભાવાસક્તિં ચાખિલાનંદમૂર્તેઽ
ઘોરાત્ કષ્ટાત્ ઉદ્ધરાસ્માન્નમસ્તે ।

ગાયત્રીમંત્ર દ્વારા સાધકમાં સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી ઇંદ્રિયોની ભોગોમાં ભટકવાની વૃત્તિ મંદ પડી જાય છે. સુવામાં, જાગવામાં, ખાવા-પીવામાં, સંગતિમાં એ સદ્‌વૃત્તિવાળો થતો જાય છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા જેને દૈવી સંપત્તિ કહે છે તેવા સદ્‌ગુણો વિકસે છે.

---

**પ્રેમ એ આધ્યાત્મિક કક્ષાની પારાશીશી છે.**

---

સત્ત્વગુણની વૃદ્ધિને લીધે કામ, ક્રોધ, લોભ જેવા ષડ્‌રિપુ, સ્વાર્થ, આળસ, વ્યસન, છળ, કપટ, કંજુસાઇ જેવા દોષો ઓછા થવા માંડે છે અને ઉદારતા, નિખાલસતા, પરોપકારીપણુ, સહનશીલતા, સાદાઇ, નિર્ભયતા જેવા સદ્‌ગુણોના વિકાસ થવા માંડે છે.

આનાથી વિરુદ્ધ વિષયોનું ચિંતન કરનારનો આખરે વિનાશ જ થાય છે. પ્રાણ નાશ પામે એટલે કે પતન થાય એ પહેલાં એની બુદ્ધિ બગડે છે, બુદ્ધિ નાશ પામે છે. આમ દુર્બુદ્ધિ વિનાશનું કારણ બને છે.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કેઃ

ધ્યાયતો વિષયાન્ પુંસઃ સઙ્ગસ્તેષૂપજાયતે ।
સઙ્ગાત્સઞ્જાયતે કામઃ કામાત્ક્રોધોઽભિજાયતે॥

ક્રોધાદ્ભવતિ સમ્મોહઃ સમ્મોહાત્સ્મૃતિવિભ્રમઃ ।
સ્મૃતિભ્રંશાદ્ બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥

(અ.૨, શ્લોક ૬૨-૬૩)

---

**સાચા પ્રેમમાં વાણી બંધ થઇ જાય છે.**

---

આત્મા ઈશ્વરનો અંશ હોવાથી, ઈશ્વરમાં હોય એ બધી શક્તિઓ બીજરૂપે તેની અંદર છુપાયેલી રહે છે. એ છૂપાયેલી, સુષુપ્ત અવસ્થામાં રહેલી શક્તિનો ગાયત્રી મંત્રના જપ દ્વારા વિકાસ થાય છે. આત્માની શક્તિ ઉપરનું આવરણ ગાયત્રીમંત્રના જપ દ્વારા દૂર થવાથી આત્માનું એ સર્વ રિદ્ધિ-સિદ્ધિથી ભરેલું રૂપ પ્રગટ થાય છે.

શરીર અને મનની શુદ્ધિ સાંસારિક જીવનને અનેક રીતે સુખ અને શાંતિ સભર બનાવે છે. સુખ અને દુઃખ એ તો મનના સ્વપ્ના છે, મનનું કારણ છે. મન શુદ્ધ થતાં દુઃખ એ દુઃખ રહેતું નથી. પ.પૂ. રંગ અવધૂત મહારાજ લખે છેઃ

સુખ-દુઃખ મનનાં સોણલાં જન્મ મરણ તન ગંધ,
બની રમકડું ઈશનું, ખેલ રંગ નિર્દ્વંદ્વ.

ગુજરાતમાં મંજુસરમાં થયેલા પૂ. મુકુટરામ મહારાજ અને સિદ્ધપુરના અરવડેશ્વરના પૂ. દેવશંકર બાપા એ ગાયત્રીના મહાન ઉપાસક હતા અને ચાણોદ-કરનાળીમાં શાંતવનજી મહારાજે ગાયત્રીની ભારે ઉપાસના કરી હતી. આ સંતોએ ગાયત્રી દ્વારા

પ્રાપ્ત કરેલી સિદ્ધિઓનો ખ્યાલ તો એમનું જીવન ચરિત્ર વાંચવાથી જ આવે.

પૂ. રામશર્મા આચાર્ય આવા ગાયત્રીમંત્રના જાપનો અધિકાર પુરુષ-સ્ત્રી બંનેને છે એવું જણાવે છે. વળી સારી વસ્તુ તો મોંટેથી બોલવી જોઈએ જેથી વધુ વ્યક્તિને એનો લાભ મળે અને તેથી ગાયત્રીમંત્રનો ઉચ્ચાર કાનમાં નહિ પણ મોંટેથી કરવાનું પણ સૂચવે છે.

## ગાયત્રીનું અર્થ ચિંતન :

ગાયત્રી મહાવિજ્ઞાનમાં પૂ. રામશર્મા આચાર્ય ગાયત્રીનો શબ્દશઃ અને સળંગ અર્થ નીચે પ્રમાણે જણાવે છે.

## ગાયત્રીમંત્ર :

ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્ સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ।

ૐ = બ્રહ્મ

ભૂઃ = પ્રાણ સ્વરૂપ

ભુવઃ = દુઃખનાશક

સ્વઃ = સુખ સ્વરૂપ

તત્ = તે-એ

સવિતુઃ = તેજસ્વી પ્રકાશવાન

વરેણ્યં = શ્રેષ્ઠ

ભર્ગો = પાપનાશક

દેવસ્ય = દિવ્યને આપવાવાળા

ધીમહિ = (અમે) ધારણ કરીએ છીએ,

ધિયો = બુદ્ધિ

યો (યઃ) = જે

નઃ = અમારી (અસ્માકમ્ અથવા નઃ)

પ્રચોદયાત્ = પ્રેરિત કરો.

તે પરમાત્મા તેજસ્વી, શ્રેષ્ઠ, પાપરહિત અને દિવ્ય છે અને હું અંતરમાં ધારું છું. તે પરમાત્મા અમારી બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરિત કરો.

## ગાયત્રી દ્વારા કુંડલિની જાગરણ:

આપણા શરીરમાં કરોડરજ્જુનું મહત્ત્વ ખૂબ છે. એના પર જ શરીર ઊભું રહે છે. મગજમાંથી નીકળતાં બધાં જ્ઞાનતંતુઓ કરોડરજ્જુમાંથી જ પસાર થાય છે.

---

પ્રેમ પાપીઓને પણ સુધારી શકે છે.

---

અધ્યાત્મ વિદ્યા પ્રમાણે કરોડરજ્જુમાંથી પસાર થતી બોંતેરહજાર નાડીઓ પૈકી ઇડા, પિંગળા અને સુષુમ્ણા એ ત્રણ નાડીઓ ખૂબ જ મહત્ત્વની છે.

ઇડાને ચંદ્રનાડી અને પિંગળાને સૂર્યનાડી કહેવામાં આવે છે. આ બંને નાડીના મિલનથી જે ત્રીજી શક્તિ પેદા થાય છે તેને સુષુમ્ણા કહે છે.

આ પૈકી સુષુમ્ણા નાડીનું મહત્ત્વ સહુથી વધારે છે. સુષુમ્ણા નાડીની અંદર વજ્ર, ચિત્રણી અને બ્રહ્મનાડીની ત્રણ સૂક્ષ્મધારાઓ પ્રવાહિત થાય છે. વજ્રની અંદર ચિત્રણી છે અને ચિત્રણીની અંદર બ્રહ્મનાડી છે. આ બ્રહ્મનાડી બીજી બધી નાડીઓનું મર્મકેન્દ્ર અને શક્તિસાર છે.

આ બ્રહ્મનાડી સહસ્રદલ કમલ-બ્રહ્મરંધ્ર-માં પહોંચીને હજારો ભાગમાં ચારે બાજુ ફેલાઇ જાય છે.

કરોડરજ્જુ-મેરૂદંડ-ની નીચેના ભાગમાં કુંડલિની સાડાત્રણ આંટા મારીને સૂતેલી પડેલી છે. બ્રહ્મનાડીની સાથે છ ચક્રો સંબંધ ધરાવે છે. મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધાખ્ય અને આજ્ઞા ચક્ર એવા છ ચક્ર ભેદીને પછી જીવ સહસ્રદલ-

---

શૂન્યચક્રમાં પ્રવેશે ત્યારે પરમાત્મા સાથે મિલન થાય છે.

ગાયત્રીમંત્રના વિધિયુક્ત જાપો કરવાથી કુંડલિની જાગૃત થાય છે અને જ્યોતિના દર્શન થાય છે. સદ્ગુરુના માર્ગદર્શન હેઠળ નક્કી કરેલા ગાયત્રી મંત્રના જાપો કરવાથી ઈશ્વરીય દિવ્ય જ્યોતિનું દર્શન થાય છે.

## ગાયત્રી પુરશ્ચરણ :

પુરઃ એટલે આગળ, પૂર્વે, પહેલાં અને ચરણ એટલે ચાલવું.

ચાલવાનો આરંભ કરતાં પહેલાની જે સ્થિતિ એટલે કે તૈયારી તેનું નામ પુરશ્ચરણ. ચાલવાની ક્રિયામાં ત્રણ વિશેષતા રહેલી છે. (૧) ગતિ (૨) આગતિ અને (૩) સ્થિતિ.

ગતિ એટલે આગળ જવું તે. આગતિ એટલે પાછા ફરવું, પાછા આવવું તે અને સ્થિતિ એટલે સ્થિર રહેવું તે. પુરશ્ચરણમાં આ ત્રણે ક્રિયાઓ હોય છે. સકામ સાધનામાં આવતા વિઘ્નોને પાછા ધકેલવા પડે છે. ગતિ અને આગતિની બે

ક્રિયાઓ પહેલા શક્તિને જગાડવા માટે, જે સ્થિતિ સ્વીકારવાની હોય તેને પુરશ્ચરણ કહે છે.

ઇચ્છિત કામનાની પૂર્તિ માટે પૂરતા પ્રમાણમાં 'આત્મિક બળ' એકઠું કરવા માટે કેટલોક સમય આંતરિક શક્તિઓને વિકસીત કરવી પડે છે. આ શક્તિઓ વિકસીત કરવાની ક્રિયાને જ પુરશ્ચરણ કહે છે. પુરશ્ચરણ અંગેના નીતિ નિયમો, વિધિ-વિધાનો જાણીને પછી કર્મકાંડી પુરોહિતની દેખરેખમાં પુરશ્ચરણ શરૂ કરવાની સલાહ આપવામાં આવે છે.

નિષ્કામ મંત્રજપ અંગે આવી કોઇ જરૂર નથી.

## ગાયત્રીમંત્રના ઋષિ, છંદ અને દેવતા :

ગાયત્રીમંત્ર ૨૪ અક્ષરનો મંત્ર છે. દરેક અક્ષરનો ઋષિ છે, છંદ છે અને દેવતા છે. આમ કુલ ૨૪ ઋષિ, ૨૪ છંદ અને ૨૪ દેવતા છે.

## ચોવીસ ઋષિ :

વામદેવ, અત્રિ, વસિષ્ઠ, શુક્ર, કણ્વ, પરાશર, વિશ્વામિત્ર, કપિલ, શૌનક, યાજ્ઞવલ્કય, ભારદ્વાજ, જમદગ્નિ, ગૌતમ, મુદ્ગલ, વેદવ્યાસ, લોમશ,

અગત્સ્ય, કૌશિક, વત્સ, પુલત્સ્ય, માંડુક, દુર્વાસા, નારદ અને કશ્યપ.

**ચોવીસ છંદો :**

ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ, બૃહતી, પંકિત, ત્રિષ્ટુપ, જગતી, અતિ જગતી, શકવરી, અતિ શકવરી, ધૃતિ, અતિ ધૃતિ, વિરાટ, પ્રસ્તાર, પંક્તિ, કૃતિ, વિકૃતિ, સંસ્કૃતિ, અક્ષર, પંક્તિ, ભૂઃ, ભુવઃ, સ્વઃ અને જયોતિષ્મતી.

**ચોવીસ દેવતાઓ :**

અગ્નિ, પ્રજાપતિ, સોમ, ઈશાન, સવિતા, આદિત્ય, બૃહસ્પતિ, મૈત્રાવરુણ, ભગ, અર્યમા, ગણેશ, ત્વષ્ટ્રા, પૂષા, ઇંદ્રાગ્નિ, વાયુ, વામદેવ, મૈત્રાવરુણી, વિશ્વદેવ, માતૃકા, વિષ્ણુ, વસુ, રૂદ્ર, કુબેર અને અશ્વિનીકુમાર.

**મહાપુરુષો દ્વારા ગાયત્રીમહિમાનું ગાન :**

**વિશ્વામિત્ર :**

ગાયત્રી જેવો ચારે વેદોમાં બીજો મંત્ર નથી. સંપૂર્ણ

વેદ, યજ્ઞ, દાન અને તપ ગાયત્રી મંત્રની એક કળા સમાન પણ નથી.

**અથર્વવેદ :**

ગાયત્રી આયુ, પ્રાણ, શક્તિ, કીર્તિ, ધન અને બ્રહ્મતેજ આપનારી કહેવાઈ છે. (૧૯-૭૧-૧)

**ભગવાન મનુ :**

બ્રહ્માજીએ ત્રણે વેદોના સારરૂપ ત્રણ ચરણોવાળો ગાયત્રી મંત્ર બનાવ્યો. ગાયત્રીથી ચઢિયાતો એવો પવિત્ર કરનારો બીજો કોઇ મંત્ર નથી. જે માણસ ત્રણ વર્ષ સુધી નિયમિત ગાયત્રીનો જપ કરે છે તે ઈશ્વરને પ્રાપ્ત કરે છે.

**યાજ્ઞવલ્કય :**

વેદોનો સાર ઉપનિષદ છે. ઉપનિષદોનો સાર વ્યાહૃતિ સહિતની ગાયત્રી છે. ગાયત્રી વેદની જનની છે, પાપોનો નાશ કરનારી છે. એનાથી અધિક પવિત્ર કરનારો બીજો કોઇ મંત્ર સ્વર્ગમાં કે પૃથ્વી પર નથી. ગંગા સમાન કોઇ તીર્થ નથી, કેશવથી શ્રેષ્ઠ કોઇ દેવ નથી અને ગાયત્રી મંત્રથી શ્રેષ્ઠ એવો કોઇ મંત્ર નથી અને થવાનો પણ નથી.

**પરાશર મુનિ :**

સમસ્ત જપ, સૂક્તો તથા વેદમંત્રોમાં ગાયત્રી મંત્ર પરમ શ્રેષ્ઠ છે. વેદ અને ગાયત્રીની તુલનામાં ગાયત્રીનું પલ્લું નીચું નમે છે. ભક્તિપૂર્વક ગાયત્રીને જપનારો મુક્ત થઈને પવિત્ર બની જાય છે.

**વેદ વ્યાસ :**

જે પ્રકારે પુષ્પનો સાર મધ છે અને દૂધનો સાર ઘી છે તે પ્રકારે સમસ્ત વેદોનો સાર ગાયત્રી છે. સિદ્ધ કરેલી ગાયત્રી કામધેનુ સમાન છે. ગાયત્રીરૂપી બ્રહ્મ-ગંગાથી આત્મા પવિત્ર થાય છે.

**મહાત્મા ગાંધી :**

ગાયત્રી મંત્રનો નિરંતર જપ રોગીઓને સારા કરવામાં અને આત્માની ઉન્નતિ માટે ઉપયોગી છે. ગાયત્રીનો સ્થિર ચિત્તે અને શાંત હૃદયે કરાયેલો જપ આપત્તિકાળનાં સંકટોને દૂર કરવામાં સમર્થ નિવડે છે.

**લોકમાન્ય તિલક :**

ભારતીય પ્રજાના આત્માની અંદર પ્રકાશ ઉત્પન્ન થવો જોઈએ. જેથી સત્ અસત્નો વિવેક

**પ્રશંસા સદ્‌ગુણોનો પડછાયો છે.**

થાય, કુમાર્ગ છોડીને શ્રેષ્ઠ માર્ગ પર ચાલવાની પ્રેરણા મળે. ગાયત્રી મંત્રમાં એ જ ભાવના વિદ્યમાન છે.

**મદનમોહન માલવિયા :**

ઋષિઓએ જે મહામૂલાં રત્નો આપણને આપ્યાં છે તેમાં એક અનુપમ રત્ન ગાયત્રી છે. ગાયત્રીથી બુદ્ધિ પવિત્ર થાય છે, ઈશ્વરનો પ્રકાશ આત્મામાં આવે છે. આ પ્રકાશથી અસંખ્ય આત્માઓને ભવબંધનમાંથી મુક્તિ મળી જાય છે.

**કવિ રવીન્દ્રનાથ ટાગોર :**

ભારત વર્ષને જગાડનાર જે મંત્ર છે તે એટલો સરળ છે કે તેનું એક જ શ્વાસમાં ઉચ્ચારણ કરી શકાય છે. તે છે ગાયત્રીમંત્ર. આ પુનિત મંત્રનો અભ્યાસ કરવામાં કંઈ પણ ઉહાપોહ, મતભેદ કે શોરબકોરની જરૂર નથી.

**સ્વામી રામકૃષ્ણ પરમહંસ :**

હું લોકોને કહેતો આવ્યો છું કે લાંબી સાધના કરવાની કોઈ અગત્ય નથી. આ એક નાની સરખી ગાયત્રીની ઉપાસના કરી જુઓ. ગાયત્રીનો જપ

**પ્રશંસા અજ્ઞાનની બાળકી છે.**

કરવાથી મોટી મોટી સિદ્ધિઓ મળી જાય છે. આ મંત્ર નાનો છે પણ એની શક્તિ બહુ જ મોટી છે.

**સ્વામી રામતીર્થ :**

રામને પ્રાપ્ત કરવા એ સૌથી મોટું કામ છે. ગાયત્રીનો અભિપ્રાય બુદ્ધિને કામરૂચિમાંથી હટાવીને રામરુચિમાં જોડવાનો છે. જેની બુદ્ધિ પવિત્ર હશે તે જ રામને પ્રાપ્ત કરી શકશે. ગાયત્રી પોકારે છે કે બુદ્ધિમાં એટલી પવિત્રતા હોવી જોઈએ કે રામને કામથી વધારે માને.

**મહર્ષિ રંગ અવધૂત :**

જેની ઉપાસનાથી વિશ્વામિત્ર જેવા મહાન ઋષિ પ્રતિસૃષ્ટિ રચી દેવોને પણ વંદ્ય બન્યા તે સાર્વભૌમ ગાયત્રીમંત્રની મહત્તા ને પ્રભાવનું વર્ણન કોણ કરી શકે? ભારતની પ્રાચીન સભ્યતા ને વિશ્વૈશ્વર્યનું મૂળ તે સનાતન સ્રોત ગાયત્રી મંત્ર છે. જ્યારથી ભારતના દ્વિજવર્ગનું આ મહાન રાષ્ટ્રમંત્ર તરફ દુર્લક્ષ થયું ને દેશમાં એની ઉપાસના શિથિલ થવા લાગી ત્યારથી જ ભારતની અવનતિનાં બીજ નંખાયાં ને તેને અંકુર

મિથ્યા પ્રશંસા ઘણી જ કષ્ટપ્રદ હોય છે.

ફૂટી આજની દુર્દશા ઊભી થઇ બ્રાહ્મણોનું બ્રહ્મત્વ ગયું, ક્ષત્રિયોનું ક્ષાત્રતેજ નષ્ટ થયું. વૈશ્યો પ્રમાણિકતા ને કૃષિગોસંવર્ધન ભૂલી લોભમાં પડ્યા ને સરવાળે સમાજ સમગ્ર ધર્મ કે ફરજચ્યુત થઇ કલહ, રોગ, બેકારી, ગરીબી; ભૂખમરાના ખપ્પરમાં ઝડપાઇ જઇ દિનપ્રતિદિન ખલાસ થવા લાગ્યો.

આ બધામાંથી ઊગરવાનો એક જ આરો છે ને તે એ ભૂલી જવાયેલી ગાયત્રીમાતાની ઉપાસના. એમાં શક્તિના મૂળ સ્રોત તરફ જવાની સાધના અભિપ્રેત છે, સામુદાયિક કલ્યાણની ભાવના રહેલી છે, અભ્યુદય ને નિઃશ્રેયસ્, પ્રેય ને શ્રેય બંનેની પ્રાપ્તિનું બીજ છે, વ્યષ્ટિના-વ્યક્તિ ને સમાજકેવિશ્વના વિકાસની કૂંચી છે.

અવધૂતે પણ સવા સવા લાખનાં કેટલાંયે પુરશ્ચરણો કર્યાં છે. કોઇ પણ દેવ કે દેવીની ઉપાસના એની પશ્ચાદ્ભૂમિ પર વધારે ખીલી નીકળે છે. દત્તોપાસનામાં એના ત્રણ પાદ તે દત્તનાં ત્રણ મુખ છે ને ચતુર્થ પાદ એ એના નિર્ગુણ નિરાકાર

**પ્રશંસાને પચાવવામાં વધારે કુશળતા દાખવવી પડે છે.**

સ્વરૂપનું સૂચક છે. અંતમાં **'સ્વલ્પમપિ ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્'**-એની અલ્પ પણ ઉપાસના એના ઉપાસકને જન્મમરણના મહાન ભયમાંથી ઉગારી સંસારસાગરમાંથી પાર ઉતારવા સમર્થ છે. ઇતિ શમ્!

## ગુજરાતમાં ગાયત્રીના ઉપાસકો

- મંજુસરવાળા પૂ. મુકુટરામ મહારાજ
- સિદ્ધપુરના પૂ. દેવશંકર બાપા અને
- કરનાળીના પૂ. શાંતવનજી મહારાજ

આ ત્રણ મહાન ઉપાસકોએ ગુજરાતમાં ગાયત્રીમંત્રની ઉપાસનાને વેગ આપ્યો અને એમની સિદ્ધિથી લોકોના ઘણાં કામો કર્યાં. ભારતમાં તો ઘણાં ઉપાસકો હશે પરંતુ ગુજરાતમાં આ ત્રણ મુર્ધન્ય ઉપાસકો કહેવાય.

**પ્રશંસા બીજાઓના સદ્‌ગુણો પ્રત્યેનું આપણું ઋણ છે.**

## શ્રી ગાયત્રીમાતાની આરતી

ૐ જય ગાયત્રી મા! મા જય ગાયત્રી મા!
શાસ્ત્ર-પુરાણો ગાએ નિત તારો મહિમા
... ૐ જય. ૧.

વેદોની તું માતા, સદ્બુદ્ધિ દાતા,
બ્રહ્મા, વિષ્ણુ, સદા શિવ ગુણ તારાં ગાતાં.
... ૐ જય. ૨.

વિશ્વામિત્ર ઋષિ છે મંત્રતણા દ્રષ્ટા
મંત્રતણી શક્તિથી પ્રતિસૃષ્ટિ રચતા.
... ૐ જય. ૩.

પ્રણવ વ્યાહૃતિયુક્ત મંત્ર સમર્થ અતિ,
સન્મતિ પામે સાધક, જનિમૃતિ સંહરતી.
... ૐ જય. ૪.

સૂર્યદેવના શ્રેષ્ઠ તેજનું બુદ્ધિ ધ્યાન ધરે,
સદ્વૃત્તિ-સદ્બુદ્ધિ આપો જે સહુ દુઃખ હરે.
... ૐ જય. ૫.

ગુણલાં અપરંપાર ગાવા શી રીતે?
પાપીગણુ ગાયે મા ગુણલા તુજ પ્રીતે.
... ૐ જય. ૬.

**પ્રશંસાને બધા પસંદ કરે છે, ખુશામતને જગત ધિક્કારે છે.**

# ગાયત્રી રામાયણ

એ વાત પ્રસિધ્ધ છે કે 'વાલ્મીકિ રામાયણ'ની રચનાનો મૂળ આધાર ગાયત્રી મંત્ર છે. ગાયત્રી મંત્રના ભાષ્યરૂપ જ આ મહાન ગ્રંથ રચાયો છે.

વાલ્મીકિ રામાયણમાં ૨૪ હજાર શ્લોકો છે. ગાયત્રીમંત્રના એક એક અક્ષરના વિવેચનરૂપ એક એક હજાર શ્લોકો રચાયા છે અથવા એમ કહી શકાય કે એક હજાર શ્લોકોને ગાયત્રીના એક એક અક્ષરનો સંપુટ કરવામાં આવ્યો છે.

ગાયત્રીના ચોવીસ અક્ષરોથી શરૂ થતા આ ચોવીસ શ્લોકોને 'ગાયત્રી રામાયણ' કહે છે. આ શ્લોકોના ગર્ભમાં સાંકેતિક રીતે છુપાયેલા મર્મને સમજીને એમને હૃદયભંગ કરનારા મનુષ્ય સંપૂર્ણ વાલ્મીકિ-રામાયણનો લાભ લઈ શકે.

પૂ. રામશર્મા આચાર્ય
(ગાયત્રી મહાવિજ્ઞાનમાંથી)

# ગાયત્રી અને બ્રહ્મની એક્તા

**ભૂર્ભુવઃ સ્વરિત ચવે ચતુઃ વિશાક્ષરાસ્તથા ।**
**ગાયત્રી ચતુરોવેદ ઓંકારઃ સર્વમેવ તુ ॥**

(ભૂર્ભુવઃ સ્વઃ એ ત્રણ મહા વ્યાહૃતિઓ, ચોવીસ અક્ષરોવાળી ગાયત્રી તથા ચાર વેદો એ નિઃસંદેહ ગાયત્રી છે.)

ગાયત્રી કોઈ સ્વતંત્ર દેવી-દેવતા નથી. એ તો પરબ્રહ્મ પરમાત્માનો ક્રિયા ભાગ છે. બ્રહ્મ નિર્વિકાર છે, અચિંત્ય છે, બુદ્ધિથી પર છે પરંતુ એની ક્રિયાશીલ ચેતના શક્તિરૂપ હોવાથી ઉપાસનીય છે અને એ ઉપાસનાથી ધારેલું ફળ પણ પ્રાપ્ત થાય છે. ઈશ્વરભક્તિ, ઈશ્વર ઉપાસના, બ્રહ્મસાધના, આત્માસાક્ષાત્કાર, બ્રહ્મદર્શન, પ્રભુપરાયણતા આદિ પુરુષવાચી શબ્દોનું જે તાત્પર્ય અને ઉદ્દેશ છે તે ગાયત્રી સાધના, 'ગાયત્રી ઉપાસના' જેવા સ્ત્રીવાચી શબ્દોનું મંતવ્ય છે.

ભગવાન વેદવ્યાસ કહે છે :

**ન ભિન્નં પ્રતિપદ્યતે ગાયત્રી બ્રહ્મણા સહ ।**
**સોડહમસ્મીત્યુપાસીત ત્રિધિનાયેન કેનચિત્ ॥**

ગાયત્રી અને બ્રહ્મમાં ભિન્નતા નથી, તેથી કોઈ પણ પ્રકારે ગાયત્રીની ઉપાસના કરવી.

પૂ. રામશર્મા આચાર્ય
(ગાયત્રી મહાવિજ્ઞાનમાંથી)